॥ ॐ नमः श्री रामचन्द्राय ॥

# શ્રી મોઢેરા મહિમા.

લેખક—રાજકવિ હર્ષદરાય સુન્દરલાલ
મુનશી. ખાડીઆ—અમદાવાદ

છપાવી પ્રસિદ્ધ કરનાર.
શ્રી મોઢેરા જીર્ણોદ્ધારક મંડળના સેક્રેટરી.
પાટણ ગુજરાતના નથુભાઈ ગિરધરલાલ વકીલ તરફથી
હિંમતરામ વ્રજવલ્લભ વીમાવાળા અમદાવાદ.

આવૃત્તિ ૧ લી. પ્રત ૫૦૦૦

વસંતપંચમી સંવત ૧૯૮૭. ફેબ્રુઆરી ૧૯૩૧.

મૂલ્ય બે પૈસા.

અમદાવાદ—યુનિયન પ્રિન્ટિંગ પ્રેસ કંપની લિમિટેડમાં
મોતીલાલ શામળદાસે છાપ્યું.

# પ્રસ્તાવના.

---

### દોહરો.

તરૂવરમાં જ્યમ કલ્પતરૂ, અમૃતમાં પય માન;
ત્યમ તિર્થોમાં શ્રેષ્ઠ સ્થળ, ધર્મારણ્ય પ્રમાણ. ૧.

જેવી રીતે સઘળા વૃક્ષોમા મનકામના પુરનાર કલ્પતરૂ છે, તથા જેવી રીતે અમૃતમા દુધ છે, તેવીજ રીતે નવ પ્રકારના અરણ્યો માટે પુરાણમા જે મહિમા બતાવ્યો છે, તે સમગ્ર મહિમામા ધર્મારણ્ય સ્થાનનો અપૂર્વ અને અલભ્ય ફળદાયક મહિમા છે

આ ધર્મારણ્યને હાલ **મુઢેરા** કહેવામાં આવે છે; તે સંબંધી વિદ્વાન માહાત્માઓએ સંસ્કૃત વાણીમા વિસ્તાર પૂર્વક ધર્મારણ્ય માહાત્મ્ય નામનો ઇતિહાસ લખ્યો છે; તેમાં આવેલા દરેક તીર્થ મહિમા અજાયબી પમાડે તેવા જણાવ્યો છે, તે કલિયુગ. . **મહેરકપુર** નામથી પ્રસિદ્ધ થતાં તેનો અપભ્રંશ થવાથી મુઢેરા કહેવામાં આવે છે. અને તેમાં વસનારા લોકો મોઢ જાતિના કહેવાયા છે. જેટલી વર્ણ તેમાં વસતી હતી, તેટલી તમામ વર્ણ મુઢેરા નિવાસી મોઢ કહેવાઈ. એટલે મોઢ બ્રાહ્મણ, મોઢ વણિક, મોઢ ઘાચી ઇત્યાદિક તમામ તે સ્થળના વિશેષણથી ઓળખાય છે.

તે સ્થળમાં નિવાસ કરનારા હાલના વખતમાં આ હિંદુસ્થાનના દરેક પ્રાંતમાં વસેલા છે; તેમનો વિસ્તારવાળો સમુદાય એવો તો બળવતર છે કે કદાચ તે તમામ પ્રદેશનો નિવાસ મુકીને પોતાના

મુળ વતનમાં વસે, તો ગુર્જર પ્રાંતમાં રાજનગર (અમદાવાદ) ની માફક મોટુ કળાકૌશલ્યતાથી ભરપૂર નગર બની જાય; પણ ભાવિ યોગ એવો બળવાન છે કે તેવો સમય આવવાને હજુ અનુકૂળતા બની નથી.

અદ્યપિ તે ધર્મારણ્યનુ માહાત્મ્ય તેવુંને તેવું કેવળ પુણ્યમય છે. તે ધર્મારણ્ય સ્થાનથી ફક્ત ચાર કોસ દુર શ્રી બહુચરાજી માતાનું જગપ્રસિદ્ધ ધામ આવી રહેલું છે. એક તરફ ગુજરાત પ્રદેશના જુના રાજ્યકર્તા ગુજરાત પાટણમાં રહેલા સિદ્ધરાજ જયસિંહનુ જૂનુ ગુર્જર રાજ્ય જોવામાં આવે છે. અને બીજી તરફ શ્રી બહુચરાજીનું પવિત્ર સ્થાન છે. તે બંને વચ્ચે ધર્મારણ્ય (મુઢેરા) આવેલુ છે.

આ ઉપરથી એજ સિદ્ધ થાય છે કે ગુજરાતમાં રાજ્ય કરનારા જે રજપુત રાજાઓ થયા તેઓ પાટણમાંથી ધર્મારણ્યમાં આવીને તે સ્થાનમાં પોતાના દેહને પવિત્ર કરતા હતાઃ—

જેમ જેમ વખત વિતતો ગયો, અનેક પ્રકારની ઉદ્યોગની ઉપાધિયો વધતી ગઈ તથા ભારે આફતો આવતી ગઈ તેમ તેમ તે સ્થળમાં રહેનારા મોઢ બાહાદુરો પોતાના વતન તરફ દુર્લક્ષ આપવા લાગ્યા.

તેથી આ ધર્મારણ્યના મહિમાનું આખ્યાન ઘણુજ સંક્ષેપમાં જણાવવાનો યત્ન કર્યો છે કે તેથી તે સ્થાનમાં પૂર્વે જે વસતા હતા અને તે ઉપરથી જે મોઢ કહેવાયા છે તેઓ પોતાના સ્થાનને યાદ કરે, વણિકો તે સ્થાનના મહિમાને જાણી શકે. તથા ઇતર બીજા વિદ્વાન બ્રાહ્મણો જેઓ પવિત્ર મનવાળા છે તેઓ તે સ્થાનમાં આવીને અવલોકન કરે અને તેમાં આ હિંદમાં નિવાસ કરનારા શ્રદ્ધાળુ હિંદુઓ જેવી રીતે કાશી, શ્રી નાથજી, ગોકુળ, મથુરા

અને હરદ્વાર ઈત્યાદિક ઠેકાણે જઈને પોતાના દેહને પવિત્ર ગણે છે. તેવી રીતે આ ધર્મારણ્યમાં આવીને પોતાના જીવનનું સાર્થક કરે એવા હેતુથી આ મહિમા લખવામાં આવ્યો છે,

લખતાં મને આનંદ થાય છે કે ધર્મારણ્યમાં જીર્ણ થઈ ગએલાં સ્થાનની મરામત કરવાને માટ આગેવાની કરનારાઓ પેકી વકીલ નથુભાઇ ગીરધરલાલ કે જે પણ મુઢેરાના અસલ નિવાસી મોઢ વાણિઆ છે, તેથી તેઓ તે સ્થાનનો અભિમાન રાખીને તેના જીર્ણોદ્ધારન પયત્ન કરવામાં તત્પર રહ્યા છે. અને તે સઘળા મોઢ જનોને પોતાનું મુળ સ્થાન બતાવવાને ભલામણ કરે છે માટે બધા મોઢ જનો તેમના ઉદ્દેશને અને તેમના દિલાસને સાર માન આપશે એમ ધારૂ છું.

આરજ લની ખડકી ખાડીઆ
અમદાવાદ તા.૨૯–૧–૧૯૧૧.

લી. લખક
રાજકવિ. હર્ષદરાય સુન્દરલાલ મુનશી.

# અર્પણ પત્રિકા.

---

**મે. રાવબહાદુર ખાસેરાવ ભગવંત જાદવ**
**કડી પ્રાન્તના સુબા સાહેબ.**

### શાર્દુલવિક્રિડિત.

સન્માર્ગે શુભ દૃષ્ટિ છે નિયમમાં ટાળો સહુ આપદા,
છોજી આપ ગુણજ્ઞ સુજ્ઞ પદમાં ધાર્મિક વૃત્તિ યદા;
તેવા ગુણ સમગ્ર જોઇ કથું હું આનંદદા કામદા,
ખાસેરાવ ખુશિ રહો જગતમાં આનંદ દીસો સદા.

નામદાર શ્રીમંત શ્રી સયાજીરાવ ગાયકવાડ માહારાજાશ્રીના અસ્ખલિત રાજ્યમાં પવિત્રમાં પવિત્ર ભૂમિ ધર્મારણ્યની છે. ને ભૂમિને માટે ઉત્તમ મહર્ષિયોએ વિસ્તાર પૂર્વક ગિર્વાણ ( સંસ્કૃત ) માં ધર્મારણ્ય મહિમા લખેલો છે.

તે ભૂમિ ઉપર કેટલોક જીર્ણોદ્ધાર કર્યા પછી. રાજકવિ હર્ષદરાય સુંદરલાલ મુનશી તે સ્થાન જોવાને માટે આવ્યા હતા, ને જોઇને તેમના મનને આનંદ થયો અને તેજ વખતે તેમણે તે પવિત્ર સ્થાન માટે જે મહિમા મને લખી આપ્યો તે મહિમા હું આપને અર્પણ કરૂં છું.

કારણ કે તે સ્થાનનો જીર્ણોદ્ધાર કરવામાં લોટરી કાઢવામાં આવી હતી. અને તેમ કરતાં મળેલાં નાણાં પૈકી કેટલાં તે પવિત્ર સ્થાનમાં વપરાયલાં છે. આવા ધાર્મિક કામમાં નિષ્ઠા રાખીને આપે

સન્માર્ગે બનાવ્યો છે. વળી તે ધર્મારણ્ય તરફ યાત્રાળુઓને ઉતરવાને બહુચરાજી સુધીની રેલવેની સગવડ થઈ છે અને ત્યાંથી માત્ર ચાર કોસ ધર્મારણ્ય દૂર થાય છે. આગળ જતાં આ સ્થાનમાં યાત્રા નિમિત્ત આવનારાઓનો અસંખ્ય જથ્થો થશે તેવો સંભવ છે તેથી માત્ર ત્યાં સુધી એક ફાંટો રેલવેનો રાજ્ય તરફથી થાય તો તે સ્થાનના મહિમા પ્રમાણે આ રાજ્યમાં પ્રજાને અને રાજ્યને લાભ બતાવનાર એક દાખલો છે. અસ્તુ. તો પણ આપ સાહેબની દૃષ્ટિ તેવા ઉત્તમ કાર્ય ઉપર આગેવાની ધરાવનારી હોવાથી આપનો અભિવંદન કરવાની સાથે તે ધર્મારણ્યના મહિમાનો ટુંક સાર કથારૂપે પ્રસિદ્ધ કરૂં છું તેમાં આપનું મુબારક નામ મૂકવાને હું ઉત્સુક થએલો હોવાથી તે આપનેજ અર્પણ કરૂં છું.

| | |
|---|---|
| વસંતપંચમી<br>સંવત ૧૯૫૭<br>પાટણ—ગુજરાત. | લી૦ આપના<br><br>નથુભાઇ ગિરધરલાલ વકીલ. |

શ્રી

# મોઢેરા (ધર્મારણ્ય) મહિમા.

## આરંભ.

### શાર્દુલ વિક્રિડિત.

જે છે સત્ય સુબોધ આ જગતમાં આનંદ આપે સદા,
તે છે સત્ય જહાં જુવો નજરથી જુઠું પડે નહિ કદા:
ધર્મારણ્ય પ્રસિદ્ધ સ્થાન વિલસે સિદ્ધિપ્રદા સર્વદા,
જેમાં યોગિ મુનિ તપિ ઋષિ જનો વામ્યા સહુ આપદા. ૧

જેમાં સત્ય રહ્યું છે, જેમા ન્યાય રહ્યો છે, અને જેમાં સેંકડો વિદ્વાન જનોની શકાઓને દૂર કરવાની શક્તિ જે ધર્મપરાયણ વિવેકમાં રહી છે, તેને સત્ય સુબોધ કહેવામાં આવે છે. એજ સત્ય સુબોધ આનદ પ્રાપ્ત કરાવે છે. જેઓના પવિત્ર હૃદયમાં ધર્મ ઉપર વિશ્વાસ રહ્યો છે. તેઓનેજ માટે તેમના હૃદયમાં સત્યનો સમાસ રહ્યો છે. પણ જેઓ નાસ્તિક છે તેઓના હૃદયમાં કોઇ પણ વસ્તુનો સમાસ રહ્યો નથી.

### આર્યા.

દુગ્ધ હોય જળ મિશ્રિત, તેમાંથી પય હંસ ખેંચી લેશે;
કાગ નર્ક મહિ ચંચૂ ભરિ ભરિ કાકા વચન સદા કહેશે. ૨

જેમકે પાણી સાથે દુધ મેળવ્યું હોય તો તેમાંથી દુધને યુક્તિપૂર્વક હંસ ખેંચી લેશે. હંસ એ સજ્જન છે, હંસ એ સત્યસાર શોધક શુદ્ધ વસ્તુ ઉપર પ્રેમ રાખનાર છે. અને કાગડો છે તે પર-છિદ્ર શોધક અને મલિન જે કે નર્કમાં વારંવાર ચાંચ બોળીને કાકા એવા શબ્દનુ ઉચ્ચારણ કરવાવાળો લજ્જા રહિત છે;

નિષ્ઠુર જનને વિચરવા, કપટ ભરેલા હજાર રસ્તા છે;
જ્યમ કાકા કાકા કા, વાંચે ત્યમ તે સુમાર્ગ સસ્તા છે.

અહા ! તે કાગડો કાકા શબ્દ બોલે છે. તે તેના નીચ ગુણ પ્રમાણે યથાસ્થિત છે; કેમકે કાકા શબ્દ બને બાજુથી સરખી રીતે વંચાય છે. અર્થાત નિષ્ઠુર માણસને ગમે તેમ રસ્તે થઈ જવાને હરકત નથી, પણ નીતિવાન હંસ વિવેકયુક્ત એકજ માર્ગને ગ્રહણ કરે છે. તેવી રીતે આ વખતે બુધજન સમાજમાં ધર્મારણ્યના દુર્લભ માહાત્મ્ય માટે જે વિવેચન અત્યારે કરવાનો આરંભ કરીયે છીએ. તેથી સમગ્ર જ્ઞાની પુરૂષોને આનદ થયા સિવાય નહિ રહે.

એક અંધ શ્રદ્ધાળુ વૃદ્ધ પુરૂષ, નિજ મનમાં દુઃખ આણી;
સુજ્ઞ પુરૂષ પ્રતિ બોલ્યો, બનિ હકીકત સહિત નમ્ર વાણી. ૩

એક વખત શરદ્ પુર્ણિમાની રાત્રિ ખીલી રહી હતી. તે વખતે એક વૃદ્ધ આંધળો અજવાળામાં પોતાના મનમાં અત્યત દુઃખ પામતો અને નિશ્વાસ મુકતો બેઠો હતો. તે વખતે એક સ્નાતકી શુદ્ધ બ્રાહ્મણ ધર્મારણ્યમાં જઇને આવેલો હતો; તેણે તે વૃદ્ધ આંધળા માણુસ પ્રત્યે પ્રશ્ન કર્યો કે કાકા ! તમે વારંવાર નિશ્વાસ શા માટે મુકો છો ! તમને શુ દુઃખ છે ! શું તમને સંતતિ નથી ! તમે એકલા છો ! તમે નેત્ર રહિત છો તેથી ગભરાઓ છો કે કેમ ? ! તે વખતે પેલા વૃદ્ધ અંધ પુરૂષે ઉતર આપ્યો કેઃ—

## શિખરિણિ વૃત.

ગયો કાશી સ્થાને, સ્થળ સ્થળ ફર્યો દૂર નિકળ્યો,
ગુણિ વિદ્વાનોમાં પ્રકૃતિ ગુણ જોવા ફરિ વળ્યો;
જટાધારી કેરા પદકમળ પૂજી બહુ ફર્યો,
તથાપી તે સ્થાને પરમ હિત ચક્ષુ નહિ મળ્યો. ૪
ગયો રામેશ્વરમાં, જગવિદિત વિશ્વેશ્વર વિષે,
ગયો બદ્રી સ્થાને, હિમગિરિ જહાં ભવ્ય વિલસે;
ચતુર્ધામે ફરિયો વળિ સુખદ જ્યાં તિર્થજ કંઈ,
તથાપી નેત્રોની દુઃખપ્રદ કુવ્યાધી નહિ ગઈ. ૫

હે ભાઈ! હું અંધ થતાં પવિત્ર આત્મા થવાને અને આ મ્હારાં નેત્રમાં દેખવાપણું પામ થવાને કાશીમાં ગયો હતો. ગંગામાં નહાયો, અને અનેક સ્થળે હું ફર્યો. વળી મોટા વિદ્વાન સંન્યાસીઓના મુખથી અદ્વૈત વાણી સાભળી તથા મોટા જટાધારી યોગીઓના પગ ચાંપ્યા–તેમની ચરણરજ મારા મસ્તકપર ધરી. તેમ કરતો કરતો ચારે ધામમાં ફરી વળ્યો. આખો આર્યપ્રદેશ તીર્થાટનમાં ફર્યો તો પણ નિરંતર હિત આપનારાં નેત્રને હું પામ્યો નહીં. હે ભાઈ! છેક દક્ષિણમાં શ્વેતબિંદુ રામેશ્વર સુધી ગયો. સમુદ્રમાં સ્નાન કર્યું. વળી બદ્રીકાશ્રમમા જઈ પોહોચ્યો અત્યંત વિકટ અને વિસ્તારવાળા હીમાલયમાં ફરીને ટાઢ સહન કરી. તથાપિ હું નેત્રમાં દ્રષ્ટિરૂપી રત્ન મેળવી શક્યો નથી.

હવે હું શું કરૂં? મારૂં હૃદય બહુજ મુઝાય છે; નેત્ર વિના વિકળ બન્યો છું. વિદ્વાનોનાં દર્શન પામી શકતો નથી તેથી હું વારંવાર નિશ્વાસ મૂકું છું.

વૃદ્ધનું વચન સાંભળીને સ્નાતિક બ્રાહ્મણે ઉત્તર આપ્યો કે હે ભાઈ—

**આર્યા.**

બળદ મહિષ પાડાને, બબે ચક્ષુ જો કદિ ઉર આણો;
તેજ પ્રમાણે ચક્ષુ, જ્ઞાનવિનાનાં વ્યર્થ સકળ જાણો. ૬

હે વૃદ્ધ દેવ! બબે નેત્ર તો પાડા અને બળદને પણ છે. અને તે પ્રાણી સમગ્ર વસ્તુ જુવે છે. તેમ છતાં તેમનાં નેત્ર વ્યર્થ છે. ભલે કદી નેત્ર નથી તેથી તમે મુઝાતા નહિ, પણ જ્ઞાનરૂપી ચક્ષુ હશે તો તેથી સંતોષ પ્રાપ્ત થઇને તમારા અંતઃકરણમાં શાન્ત વૃત્તિ ઉત્પન્ન થશે, અને વૃથા ચિંતા રૂપી અગ્નિને બુઝાવી દેશે. હે મહારાજ! તેવી શાન્ત વૃત્તિ પ્રગટ થાય તેવી તો ધર્મારણ્ય ભૂમિ છે માટે તમે ઉત્સાહ વડે કરીને ત્યં નિવાસ કરો—હે દ્વિજ!

**દોહરો.**

મળે શાંતી ષટ્ સંપતિ, વિવેક રત્ન સુસિદ્ધ;
નવ અરણ્યમાં શ્રેષ્ટ છે, ધર્મારણ્ય પ્રસિદ્ધ. ૭

હે દ્વિજ દેવ! તે પવિત્ર ધર્મારણ્યમાં પગ મૂક્યા પછી તે પવિત્ર સ્થાનનો એવો તો ચમત્કારિક પ્રભાવ છે કે—ત્યાં બેઠા પછી હૃદય શાન્ત થાય છે, અને અંતઃકરણમાં ષટ્ સપત્તિનો ત્યાંના વિદ્વાન તત્વવેત્તા બ્રાહ્મણોના સમાગમથી નિવાસ થાય છે. અને એમ થયાથી મોક્ષ માર્ગે દોરવનાર વિવેક ઉત્પન્ન થાય છે. હે દ્વિજ એ પ્રકારે ધર્મારણ્ય પ્રસિદ્ધ છે. ત્યારે અંધ બ્રાહ્મણે ઉત્તર આપ્યો કે હે મહારાજ! આ દુનિયામાં સંપત્તિ અનેક પ્રકારની છે.

જેમકે કુટંબ સંપત્તિ, ભૂમિ સંપત્તિ, દ્રવ્ય સંપત્તિ, શારિરિક સંપત્તિ, વગેરે હું સાંભળું છું. ત્યારે તે ધર્મારણ્યમાં નિવાસ કરવાથી તમે કહો છો કેઃ—

દોહરો,

સંપત્તિ ઘણી પ્રકારની, ધન તન સંપત્તિ સાર;
તથાપિ ષટ્ સંપત્તિ તણો, સમઝાવો વિસ્તાર. ૮

તેમાં નિવાસ કરવાથી ષટ સંપત્તિ મળે છે તે છએ પ્રકારની કેઈ સંપત્તિ છે! એ પ્રકારે વૃદ્ધનું વચન સાંભળી શ્રેષ્ઠ તત્વજ્ઞાની બ્રાહ્મણ ઉત્તર આપે છે કે:—

દોહરા.

કરે વાસના ત્યાગ તે, શમ સંપતિ તું જાણ,
ઇંદ્રિયનિગ્રહને કહે, દમ સંપતિ નિર્વાણ. ૯
સર્વ પ્રપંચનિ નિવૃતિ, ઉપરતિ ઉરમાં આણ;
શિતોષ્ણાદિ સહનતા, એજ તિતિક્ષા માન. ૧૦
વેદ શાસ્ત્ર ગુરૂવચન પર, હોય અસ્ખલિત ભક્તિ;
તેને શ્રદ્ધા સહુ કહે, રહે પૂર્ણ આશક્તિ. ૧૧
તે પછિ હોય એકાગ્રતા, સમાધાન તે જાણ;
એ પ્રકાર ષડ સંપતિ, અલભ્ય સુખપ્રદ માન. ૧૨

હે દ્વિજદેવ! સર્વ પ્રકારની વાસનાનો જ્યારે ત્યાગ થાય છે ત્યારે શમ સંપત્તિ કહેવાય છે. વળી શબ્દ ઇત્યાદિક બાહ્ય વિષયોથી ઇંદ્રિયોનો નિગ્રહ થાય છે ત્યારે તે દમ સંપતિ કહેવાય છે. તેમજ પ્રકારના પ્રપંચોની નિવૃત્તિ થવાથી તેને ઉપરતિ સંપત્તિ કહે છે. તથા શીત અને ઉષ્ણતા તથા દ્વંદ્વ ધર્મોની સહનતા થવાથી તિતિક્ષા કહેવામાં આવે છે. અને અહર્નિશ ગુરૂનાં તથા વેદશાસ્ત્રનાં વાક્યો ઉપર પૂર્ણ ભાવનાપૂર્વક જ્યારે ભક્તિ થાય છે તેને શ્રદ્ધા કહેવામાં આવે છે અને એકાગ્ર વૃત્તિદ્વારાએ લક્ષ્ય રાખવું તેને સમાધાન કહે

છે. આ પ્રકારે છએ પ્રકારની સંપત્તિ તે ધર્મારણ્યમાં નિવાસ કરવાથી થાય છે. અને તેમ થવાથી અંતઃકરણ નિર્મળ કાચ સમાન બને છે. એ તમામ ધર્મારણ્યની પવિત્ર ભૂમિનો મહિમા છે. આ પ્રકારે વચન સાંભળીને તે વૃદ્ધ ડોસો આનંદ સાથે પોતાનું મસ્તક સ્વસ્થ રાખીને કહેવા લાગ્યો કે વાહ વાહ ઘણોજ આનંદ થયો:—

**આર્યા.**

ત્રિવિધિ તાપ મુજ હૃદયે, પ્રદિપ્ત થઇને તપ્ત શરીર કરે;
તે ત્રિતાપ શમનાર્થે, ધર્મારણ્ય અનેક ઉપાધિ હરે. ૧૩

અરે રામ રામ. હું અનેક તીર્થ-સ્થળે ફરી આવ્યો,—અને ટાઢ તડકો વગેરે સહન કર્યું, પગમાં અનેક કાંટા વાગ્યા. તથા ભૂખ અને તરસ વેઠી. તેમજ ઠેર ઠેર પવિત્ર નદીયોમાં સ્નાન કર્યાં તો પણ મારા હૃદયમાં વારંવાર પરિતાપ કરાવનારા વિચારનો ઉભરો શમ્યો નહી. તેમજ મારા હૃદયમાં ચિંતા અને વિશાદ રૂપી સળગેલી હોળી શાન્ત થઇ નહિ.—જ્યારે ધર્મારણ્યમાં જવાથી તેમાં નિવાસ કરીને ચિત્ત સ્થિર રાખવાથી અનેક ઉપાધિયો દૂર થતી હોય તો તે ક્ષેત્રનો મહિમા કાંઇ ચમત્કારિકજ હોવા જોઇયે.

તત્વવેત્તાએ ઉત્તર આપ્યો કે હે દ્વિજ! નવ પ્રકારનાં અરણ્યો છે જેવાં કે.—

(૧) દંડકારણ્ય, (૨) નિમિશારણ્ય, (૩) સૈન્ધવારણ્ય, (૪) પુષ્કરારણ્ય, (૫) જંબ્વારણ્ય, (૬) કુરૂક્ષેત્ર, (૭) ચંપકારણ્ય, (૮) બદ્રીકારણ્ય, અને (૯) ધર્મારણ્ય. એ પ્રકારે છે તેમાં સર્વથી ધર્મારણ્ય શ્રેષ્ઠ છે. જેમકે:—

**આસાવરી.**

ધર્મારણ્ય નિદાન, જગતમાં ધર્મારણ્ય નિદાન,
નહિ કો તેહ સમાન, જગતમાં ધર્મારણ્ય નિદાન. ટેક.

દેવ વિષે જ્યમ માધવ હિતકર, વર્ણમાં બ્રાહ્મણ જેમ,
નવ અરણ્યમાં વૈકુંઠ પુરી સમ, સ્વર્ગથિ અધિકું તેમ. જ૦ ૧
આશ્રમમાં જ્યમ યતિ સુશોભિત, નદિમાં ગંગા પાન,
ધાતુમાં જ્યમ શ્રેષ્ટ સુવર્ણ છે, વેદમાં વિલસે સ્યામ. જ૦ ૨
પશુમાં જ્યમ કામધેનુ છે, પુષ્ટિપ્રદ ગુણવાન;
વૃક્ષ મધ્ય આસોપાલવ ત્યમ; ધર્મારણ્ય પ્રમાણ. જ૦ ૩
અશ્વમેધ જ્યમ યજ્ઞમાં ઉતમ, ઐરાવત ગજ મધ્ય;
માર્ગશિર્ષ જ્યમ માસ વિષે છે; ધર્મારણ્ય અનવદ્ય. જ૦ ૪
અશ્વમધ્ય જ્યમ શ્રેષ્ટ ઉચ્ચિશ્રવા, ઘાસમાં દર્ભ પ્રમાણ;
પર્વતમાં જ્યમ મેરૂ વિરાજીત, ગ્રહમાં દિવાકર જાણ. જ૦ ૫
તેમ છે ધર્મારણ્ય ધરા પર, ધર્મસિંધુ ભરપૂર;
ધન્ય સદા જે રહે છે તેમાં, ભવભય વ્યાધી દૂર. જ૦ ૬

હે મહારાજ ! એ ધર્મારણ્ય ધર્મ રૂપી અરણ્ય છે; બીજાં આઠ અરણ્યોનો જે મહિમા છે તે મહિમાથી અધિક મહિમા ધર્મારણ્ય નામથીજ સમજી લેવાનો છે, કેમકે:—

### આર્યા.

સદ્વિચાર ઉર ધરવો, તેને ગુણિજન ધર્મ શબ્દ કહે છે;
એજ ધર્મ રૂપક સ્થળ, ધર્મારણ્ય ધર્મપ્રદ પ્રિય લહે છે. ૧૯

હે વૃદ્ધ પુરૂષ ! તે ધર્મ રૂપી સ્થળ ધર્મારણ્ય શા માટે કહેવામાં આવ્યું, અને તેનો અનંત મહિમા શા માટે થયો, તેના માટે પૂર્વ વિદ્વાન લેખકોએ યથાસ્થિત લેખ લખેલા છે. શ્રદ્ધા રાખનાર જીજ્ઞાસુઓજ તે મહિમાનો લાભ લે છે; પણ ચાર્વાક જેવા ભ્રમરૂપી

ખાડામાં પડેલા બાહાર કદી પણ નીકળી શકતા નથી; કારણ વિના અનુભવી માણસ સત્ય વસ્તુને જુદું કરીને માની બેસે છે. અને તેમ કરીને તે અજ્ઞાનદ્વારાએ અહભેદથી ફસાયલા જીવાત્મામાં નષ્ટ વિચારને સંપાદન કરીનેજ સુખ માને છે. જેમકે —

**નથી જીવ ઈશ્વર કે, નથિ બ્રહ્મ પ્રકૃતિ કૃત કાર્ય કહ્યા;**
**જ્યમ ચાલ્યુ ત્યમ ચાલે, આદિકાળથી જગત દીસે છે સદા.૨૦**

તેઓ એમ માને છે કે, અજ્ઞાન આત્મા જીવ પણ નથી, તેમ ઇશ્વર પણ નથી; તથા સર્વમાં વ્યાપક એકરસ અને અદ્વિતિય જે બ્રહ્મ વસ્તુ કહેવામાં આવે છે તે પણ નથી, તેમ પ્રકૃતિથી થએલુ કાર્ય પણ નથી. આ તો જે પ્રથમથી ચાલ્યુ આવે છે તેમ ચાલે છે. અને આદિકાળથી આ તમામ છે ને છેજ તેમાં કોઇ રીતનો ફેર પડતો નથી, આ પ્રકારે તેઓ નિરિશ્વરવાદી અને કર્મ રહિત વિવાદ કરનારાઓ પવિત્ર સ્થાનના મહિમાને જાણી શકતા નથી. હે દ્વિજ!

**કાગ કદી નહિ જાણે, મુકતા કેરો સ્વાદ કદાપિ તે;**
**કોટિ પ્રયત્ન કરે કહિ, મળે નહિ કહિ લાભ તથાપી તે. ૨૧**
**નિર્વિકલ્પ વૃતિ સહ, યોગિ પુરૂષ કરિ શકે સમાધી તે,**
**કરિ ન શકે સંસારી, ચંચળ વૃત્તિ–હોય ઉપાધિ તે. ૨૨**

જેવી રીતે કાગડો પોતાના આખા ભવમાં તથા જન્મમાં મુક્તાફળ પામી શકતો નથી. અને તે પામવાને માટે કદાચ અનેક પ્રયત્ન કરે, તો પણ તેની મલિન વૃત્તિ હોવાને લીધે તે સ્વચ્છ અને સત્તેજ મુક્તાફળ મેળવી શકતો નથી.

તેમજ નિર્વિકલ્પ સમાધી સાથે યોગી પુરૂષો જે આનંદ મેળવે છે તે આનંદ અજ્ઞ ( અજ્ઞાન જનો ) પુરૂષો સ્વપ્નામાં પણ મેળવી

શકતા નથી. વળી સંસારી જનો કે જેમની ચંચળ વૃત્તિ છે તેઓ પણ સમાધી દ્વારાએ આનદનો અમૃત સ્વાદ પામતા નથી. તે જ પ્રકારે ચાર્વાક મતવાળા પુરુષો આ ધર્મારણ્ય સ્થાનના મહિમા રૂપી કોહિનૂર કદી પણ પ્રાપ્ત કરી શકશે નહી. તમે પૂર્ણ શ્રદ્ધાવાળા પવિત્ર સ્થાનમાં પગ મૂકવાને અધિકારી જણાઓ છો તેથી હુ તમને વાત કહેવાને આતુર બનેલો છું—

અમૃત સમ તવ વાણી, પ્રાશન કરતાં તૃપ્ત નથિ થાતો,
ધર્મારણ્ય વિષેની, નિશ્ચય કરશો હવે તમે વાતો. ૨૩

વૃદ્ધ પુરૂષે કહ્યું કે—હે તત્વને જાણનાર વિપ્રજી! તમારી અમૃત જેવી વાણીનો રસ પીતા પણ હુ તૃપ્ત થતો નથી,–માટે કૃપા કરીને તે ધર્મારણ્ય વિષે કાંઇક વિશેષ હકીકત કહેશો તો મને આનદ થશે. એ પ્રકારે વૃદ્ધ પુરૂષનું વચન સાંભળીને વિદ્વાન બ્રાહ્મણે કહ્યું કે:—તે ધર્મારણ્યમાં કયાં કયાં ક્ષેત્ર છે? તે હું તમને સક્ષેપથી કહુ છું તે સાંભળો:—

### આસાવરી,

સાંભળો દ્વિજ ગુણવાન, પ્યારા મારા સાંભળો દ્વિજ ગુણવાન;
તિર્થનું કરૂં બયાન, પ્યારા મારા સાંભળો દ્વિજ ગુણવાન. ટેક.
ધર્મ કુપ છે પુનિત સ્થાનક એક, પિતૃ મોક્ષ અભિરામ;
બકુલ સુર્ય સ્થળ સુર્ય કૃપાથી, પ્રગટ થયું તે ઠામ. પ્યારા૦ ૧
શિવ ધર્મેશ યુધિષ્ટિર તપથિ, ધર્મ વાવ્ય કહેવાય,
દેવિ ભટ્ટારિકા ને વળિ ગણપતિ, ચમત્કાર અધિકાય. પ્યારા૦ ૨
સુર્ય કુંડ અને છાયા કુંડ છે, વન્હિ કુંડ સુખકંદ;
નાગકુપનો મહિમા ન્યારો, જોતાં થાય આનંદ. પ્યારા૦ ૩

ધારાકુપ અને દેવ સરોવર, સ્નાન કરે સુખ થાય,
ક્ષેત્રપાળનાં દર્શન કરતાં, પાતિક દૂર પળાય. પ્યારા૦ ૪
બ્રહ્મતિર્થ, રવિ તિર્થ, વન્હી, રૂદ્રતિર્થ અભિરામ,
ઇંદ્ર વિષ્ણુ અને વાયુ વરૂણ એમ, અષ્ટ તિર્થ સુખ ધામ. પ્યારા૦
વાવ્ય હિરણ્ય અને કુબેર ભુવન છે, મહિમા અગમ અપાર;
અનુભવિયો તે સ્થાન ઉપર વળિ, રાખે નિરંતર પ્યાર. પ્યા૦૬
કૃતયુગમાં તે સ્થાનને કહેતા, ધર્મારણ્ય પ્રમાણ;
ત્રેતામાં સત્યમંદિર કહેતા; નિરખો ગ્રંથ નિદાન. પ્યારા૦૭
વેદભુવન દ્વાપરમાં કહેતા, કળિમાં મહેરકપુર;
નામ **સુઢેરા** આજ કહે છે, નિરખો તમે જરૂર. પ્યારા૦ ૮

**આર્યા.**

એક એક સ્થળનો વળિ, મહિમા ન્યારો અદ્ભુત છે સારો,
વિષ્ણુ સહિત શિવકેરો નિવાસ વિલસે ફલપ્રદ ચિત ધારો. ૩૨
ઇંદ્ર મરૂત અગ્નિ સહ, સૂર્ય વરૂણ આદિકનો વાસ સહી;
ધુર્જટિ વરદાને કરિ, અષ્ટસિદ્ધિ નિધિ ભુમિ પર ભવ્ય તહિં. ૩૩

હે મહારાજ એ પ્રમાણે દેવોએ રચેલાં ન્યારા ન્યારાં તીર્થ સ્થૂળ શરીરની કાન્તિને વધારનાર, અને અંતઃકરણમાં કુતર્ક રૂપી ચઢેલા મળને વિદારનાર તીર્થો છે. પવિત્ર દેવોના નિવાસથી તે પવિત્ર ભૂમિ, કહેવાઈ છે. તેથી તે ભૂમિ ઉપર પગ મૂકતાંજ અંતઃકરણમાં સદ્‌વિચારની પ્રેરણાઓ પ્રગટ થાય છે.

જે ભૂમિ ઉપર ઘોર કૃત્ય થયાં હોય છે તે ભૂમિમાં જ્યારે નિવાસ કરવામાં આવે છે ત્યારે અંતઃકરણના ઉત્તમ વિચાર પલટાઈ અને દ્વેષ તથા ક્લેશ ઉત્પન્ન થાય તેવા વિચાર થઈ જાય છેઃ—

જુવો કે —

## આર્યા.

કુરૂક્ષેત્ર સ્થળ મધ્યે, પાણીપતનું અરણ્ય કહેવાય;
તેમાં પગ ડગ ધરતા, ક્રોધ અરિષ્યા, પ્રગટ તરત થાય. ૩૪

કુરૂક્ષેત્ર એ નવ અરણ્ય પૈકી એક અરણ્ય કહેવાય છે તે અરણ્યના મધ્ય ભાગમાં પાણીપતનું મેદાન છે તેમાં વારંવાર યુદ્ધ થયાં છે. તેમાં અરાઢ દહાડા સુધી કૌરવ અને પાંડવોનો તુમુલ સંગ્રામ થએલો છે. તેમાં લાખો પ્રાણીઓ કપાઈ મુવાં છે. અને તેના રક્તથી તે મેદાન ભીંજવાઈ ગયું છે. ત્યાર બાદ કળિયુગમાં પણ રજપૂતો અને યવનો વચ્ચે ભારે યુદ્ધ થયાં છે. અર્થાત્ તે ભૂમિમાં યુદ્ધ શિવાય બીજુ સત્કાર્ય થયું નથી. તેથી તે ભૂમિમાં પગ મુકતાં ભલે કદી બે સગા ભાઈઓ હોય તોપણ પરસ્પર કુદરતી દ્વેષ ઉત્પન્ન થતાંની સાથે યુદ્ધ કરવા ઉપર આવી જાય છે. હે દ્વિજોત્તમ ! એટલા માટે હું કહુ છું કે સર્વ અરણ્ય કરતાં ધર્મારણ્ય અત્યંત શ્રેષ્ઠ છે; હે દ્વિજોત્તમ !

સત્યયુગના આરંભે; બ્રહ્માએ કર્યું વિષ્ણુ તણું તપ જ્યાં,
પ્રસન્ન થયા નારાયણ, મનવાંચ્છિત ફળ આપ્યું પ્રભુએ જ્યાં.૩૫

પૂર્વે સત્યયુગમાં શ્રી બ્રહ્માએ અત્યંત તપ કરીને વિષ્ણું ભગવાનને પ્રસન્ન કર્યા; હરિ પોતે પ્રગટ થયા અને વરદાન માગવા માટે આજ્ઞા કરી ત્યારે બ્રહ્માએ ધર્મારણ્ય રચવાને અને તેમાં વેદ પારંગત (જાણનાર) પવિત્ર બ્રાહ્મણો પ્રગટ થવાને વિનંતી કરી તથા વિષ્ણુ અને સદાશિવ પોતે ધર્મારણ્યમાં આવીને નિવાસ કરે એ પ્રકારે માગણી કરી. તે ઉપરથી વિષ્ણુ પ્રસન્ન થયા, અને ત્રણે દેવોએ મળીને માનસિક યોગ ક્રિયાએ કરીને અઢાર હજાર બ્રાહ્મણો ઉત્પન્ન

કર્યા-- તેમાં સાત્વિક ગુણ પ્રાધાન્ય સાત્વિક સ્વરૂપ વિષ્ણુ એ છ હજાર બ્રાહ્મણો પ્રગટ કર્યા, અને રાજસ ગુણવાળા બ્રહ્માએ રાજસ પ્રકૃતિના છ હજાર બ્રાહ્મણ પ્રગટ કર્યા અને તામસ સ્વરૂપ સાક્ષાત સદાશિવે છ હજાર બ્રાહ્મણો પ્રકટ કર્યા. એટલે સમગ્ર ૧૮ હજાર બ્રાહ્મણોને પ્રગટ કરીને વિશ્વકર્માને બોલાવી ભવ્ય આવાસ બનાવરાવી તેમાં તેમને નિવાસ આપ્યો.

અને તેમની સેવા કરવા સારૂ છત્રીસ હજાર વણિક (વાણિયા) કામદુધા ગાયની ખરીથી બનાવ્યા.

ચોવિસ ગોત્ર તણા તે, અષ્ટાદશ સહસ્ત્ર શુચિ વિપ્ર થયા,
સત્વગુણિ તામસિ અને, રાજસ ગુણસહ સતેજ ભવ્ય રહ્યા.૩૬

હે વિપ્ર ! તેઓ ચોવિસ ગોત્રવાળા, છતાં તેમા પણ કેટલાક સત્વગુણી, કેટલાક રાજસી અને કેટલાક તામસી બ્રાહ્મણો હતા. તેઓ પોતાના તપોબળથી ભવ્ય કાન્તિવાળા વિદ્વાન કહેવાતા હતા; અને તે નગર દ્વાપર યુગ સુધી પૂરેપુરૂ આબાદ રહ્યું પણ તે યુગના અંતમાં બ્રાહ્મણો અને વણિક ઈત્યાદીક અનેક ઉપાધીયોને લીધે વીખેરાઈ ગયા તેથી ઉજડ જેવું થયું. પણ તે ધર્મારણ્યનો મહિમા ઘટયો નહી. જેમકે.

કપુર સુગંધી દઈને, હવા સહિત તે અલોપ થાય સહી;
તદપિ કપુરનો મહિમા, સુગંધિ કેરો કદાપિ જાય નહી. ૩૭

કપુર હવાની સાથે ધીરે ધીરે અદૃષ્ય થઇ જાય છે. પણ તે કપુરનો મહિમા જતો રહેતો નથી, તેવી રીતે તે ધર્મારણ્યરૂપી પવિત્રસ્થાનમાંથી વિદ્વાનોનો લોપ થયો પણ તે પવિત્ર સ્થાનનો મહિમા તો જેવો ને તેવોજ કાયમ રહ્યો; તેથી.

રામચંદ્ર વિજયિ થઇ, નગર અયોધ્યા આવ્યા કાર્ય લહી;
ઋષિ વસિષ્ટ મુનિ વિગતે, ધર્મારણ્યની સમગ્ર વાત કહી. ૩૮

એજ ત્રેતાયુગના અંત ભાગમાં શ્રી રામચંદ્રજીએ રાવણને મારીને વિજય મેળવ્યો, અને શ્રી હનુમાનજી સહિત સીતાજીને લઇને પોતે અયોધ્યા આવ્યા ત્યાર પછી રામચંદ્રજીએ વસિષ્ઠ મુનિ પ્રત્યે જ્યારે ખુલાસો પૂછયો કે મેં રાવણને માર્યો તેથી મને બ્રહ્મહત્યા થઇ છે તે હત્યાનું પ્રાયશ્ચિત ક્યાં જવાથી દૂર થશે! તેના જવાબમાં વસિષ્ઠ મુનિએ સત્યયુગના આરંભથી તમામ વિગતે ધર્મારણ્યના મહિમાની કહી તેથી રામચંદ્રજી ઘણા પ્રસન્ન થયા, અને સિતાજી સહિત લક્ષ્મણજીને સાથે રાખીને તથા શ્રી હનુમાનજીને લઇને ધર્મારણ્યમાં પોતાનું પ્રાયશ્ચિત નિવારણ કરવા સારૂ આવ્યા. અહાહા! તે ધર્મારણ્યનો કેટલો બધો મહિમા! કે જેમનું નામ સ્મરણ કરવાથી પાતીક માત્ર દૂર થાય એવા સત્વગુણ પ્રાધાન્ય ઇશ્વર રૂપ શ્રી રામચંદ્રજી પાપ રહિત છતાં પણ તેમણે પવિત્ર થવાની ઇચ્છાએ ધર્મારણ્યમાં પગ મૂકયો—

### ધન્યાશ્રી.

સમદરશી શ્રી રામ, પધાર્યા સમદરશી શ્રીરામ,
કેવળ સુખનું ધામ, પધાર્યા સમદરશી શ્રીરામ;
દયા યુક્ત દ્રગ શાન્ત ઉલાસિત, હિતકર પૂરણ કામ. પધાર્યા૦૧
મોર મુકુટ મકરાકૃત કુંડલ, માધુરતા અભિરામ, પધાર્યા૦૨
ઋષિ તપસ્વિ સવિકલ્પ સમાધિમાં, ધ્યાન ધરે અષ્ટ જામ, પધાર્યા૦૩
કવિ હર્ષદ તે નામ સ્મરંતાં, મળે મોક્ષ વિશ્રામ. પધાર્યા૦૪

એવા સમદર્શી જે કે સર્વ ઉપર સમાન દૃષ્ટિ રાખવાવાળા

કેવળ દયાનુંજ સ્વરૂપ છે તેવા ભગવાન શ્રીરામચન્દ્રજી ધર્મારણ્યમાં પધાર્યા, તે વખતે બ્રાહ્મણો વિનાનું તે નગર જોયું. સત્યયુગ અને ત્રેતાયુગનો અંત હોવાથી ઘણોકાળ વ્યતિત થયો હતો તેથી કેટલાંક સ્થાન છેક પડી જવા જેવાં જીર્ણ થયાં હતા કેટલાક સેંકડો આવાસ પડી ગયાં હતાં; તેથી તે તમામ અવાસનો જીર્ણોદ્ધાર કર્યો; અને હનુમાનજીને મોકલીને જ્યાં જ્યાં બ્રાહ્મણો ગયા હતા ત્યાંથી તેઓને બોલાવીને વસાયત કરી તમામ વર્ણોને બોલાવીને વસાવ્યા, પછી ત્રણ દેવનું ધ્યાન ધરીને શિવ બ્રહ્મા અને વિષ્ણુને પ્રગટ કર્યા. અને તેમની આજ્ઞા માગીને યજ્ઞનો આરંભ કર્યો તે વખતે તમામ બ્રાહ્મણોને ઉત્તમ પ્રકારનું દાન આપી સંતુષ્ટ કર્યા; અને દરેક તીર્થમા સ્નાન કરીને બ્રહ્મહત્યાના પ્રાયશ્ચિતનો પરિહાર કર્યો. ત્યાર પછી કાળે કરીને તે ધર્મારણ્યનો અત્યંત મહિમા સાંભળીને કળિયુગમા ગુર્જરેશ્વર શ્રી સિદ્ધરાજ જયસિંહે ત્યાં કેટલાક દિવસ નિવાસ કર્યો હતો.

## સોરઠો.

સિદ્ધરાજ જયસિંહ, આવ્યો ધર્મારણ્યમાં;
પવિત્ર સ્થળ ચિત ચિન્હ, જીર્ણોદ્ધાર કર્યો કંઇક. ૪૩

તે ગુજરાતના પ્રતાપિ વીર રાજા સિદ્ધરાજે દેવાલયોનાં જીર્ણોદ્ધાર કર્યો—કળિયુગ હોવાથી પવિત્ર બ્રાહ્મણોનો વશ તેમાં થોડો રહ્યો બાદશાહી રાજ્ય જે વખતે સ્થપાયુ તે વખતે દેવાલય ખંડનના ભયથી બ્રાહ્મણો ત્યાંથી નાઠા હતા; અને સબળ રાજાઓનો આશ્રય લઇને રહ્યા હતા. તેથી તે પૂર્વે કહેવાયલા ધર્મારણ્યમાં શુદ્ધ રહેનારી બ્રાહ્મણોનો વિસ્તાર રહ્યો નહી. પણ તે પવિત્ર ભૂમિનો મહિમા કા-

યમ રહ્યો; અને તે દેવાલયોની સ્થિતિ વિક્રમ સંવત ઓગણીસેના અરસામા છેક નિર્માલ્ય એટલે પડી જાય તેવી થવા લાગી.

**આર્યા.**

જે ભુમિ તળને માટે, ધૌમ્ય મુનિયે પુનિત કહી વાણી,
જે પવિત્ર સ્થળ માટે, ગ્રંથ બન્યો છે સુખદાયક જાણી. ૪૪
તે સ્થળ આ કળિયુગમાં, જીર્ણ થએલું ઉન્નતિ વિણ ભાસે,
શ્રદ્ધા વિણ જન લોકો, જોઈ કાન પર હાથ દઈ નાસે. ૪૫

જે પવિત્ર ભૂમિને માટે ધૌમ્ય મુનિએ યુધિષ્ટીર રાજાને હકીકત કહી જણાવા હતી; વળી જે ધર્મારણ્યને માટે મોટા ગ્રંથ વિદ્વાનોએ રચ્યા છે તે સ્થળનાં દેવાલયો આ કળિયુગમાં વિક્રમના સાડી ઓગણીસના સૈકામાં ઉન્નતિ વિનાના જોવામાં આવ્યાં હતાં અને શ્રદ્ધા વિનાના લોકો જો કે ધનાઢ્ય હોય છે તોપણ તે સ્થાન તરફ નજર કરીને—જોઇને પણ પોતાના કાન ઉપર હાથ દઇને ચાલવા માંડે છે, એવી સ્થિતિ થવા લાગી, અહાહા ! અફસોસ કે જે વખતે પાટણ ગુજરાતમાં કરણ વાઘેલો રાજા હતો. તે વખતે ધર્મારણ્ય નજીક હોવાથી તે ત્યાં આવ્યા કરતો હતો:– તેને પૂર્વનું કામ જોઇને સંતોષ પ્રાપ્ત થયો હતો, જ્યારે તેણે ધર્મારણ્યમાં પગ મૂક્યો તે વખતે પોતાના પ્રધાન માધવ પ્રત્યે કરણે કહ્યું કેઃ—

વીસ કોસ લગિ દ્રષ્ટિ, ચાર તરફ ફરિ વળે તેમ કરવા;
રચો પવિત્ર ભુમિપર, સાતસેંહગજ દુર્ગ ઉંચ ઠરવા. ૪૬

આ પવિત્ર ભૂમિ ઉપર સાતસેં (૭૦૦) ગજ ઉંચો તેના માપ સાથે એવો દુર્ગ બનાવો કે વીસ વીસ કોસ સુધી દ્રષ્ટિ જઈ શકે.

આ પ્રમાણે આશા કરી હતી, અને તેમ કરવાને માટે સગ-વડ ચાલતી હતી; પણ કરણવાઘેલાને તે કામ આરંભ કરતાની વચમાં કોઈ એવી દુર્મતિ સુઝી આવી કે તે માધવ પ્રધાનની સુમનોહર સ્ત્રી ઉપર મોહ પામ્યો હતો.

પર વનિતાપર પ્રીતી, જડામૂળથી કુળનો નાશ કરે,
ઘટે કિર્તિ બળ આયુ, વિભ્રમ કુમતિ તણો પ્રકાશ કરે. ૪૭

પરસ્ત્રી ઉપર અન્યાય માર્ગે પ્રીતિ કરવાને જ્યારે મોહ પ્રગટ થાયછે ત્યારે તે મોહથી અઘટિત કાર્ય બને છે. અઘટિત કાર્ય થવાથી કીર્તિ ઘટે છે. બળ અને આયુ પણ ઘટે છે અને અંતઃકરણમાં કુતર્ક દંભ, કપટ અને નીચ વૃતિનો વધારો થાય છે. એટલે તેવી વૃત્તિનો પ્રકાશ થયાથી તેના કુળનો નાશ થાય છે. તે પ્રમાણે તે કરણઘેલાએ માધવને કામગીરી માટે પ્રગણામાં મોકલ્યો. અને તેની ગેરહાજરીમાં માધવની રૂપાળી સ્ત્રીનું હરણ કરવાને હલ્લો થયો, જેમા તે માધવી સ્ત્રી બળી મુઈ અને માધવનો ભાઈ ટટામાં મરાયો. માધવ જ્યારે આવ્યો ત્યારે આ તમામ પરિણામ કરણરાજાથી થયાનું જણાયું તેથી તેણે તે ભૂમિ (ગુજરાત) નો ત્યાગ કર્યો. અને કરણ રાજાના વિપરિત કાર્યનો બદલો યવન બાદશાહ દીલ્લીશ્વર અલ્લાઉદ્દીન ખૂની દ્વારાએ લઇને તેના રાજ્યનો વિનાશ કર્યો. આમ બનવાથી તે ધર્મારણ્યમાં અત્યંત કીર્તિવંત સ્થંભ કરવાનું ધારેલું તે બની શક્યું નહિ. અને પછીથી તો બે સ્થાનનાં તમામ દેવાલયો યવનોના ઉત્પાતથી ભંગ થઈ ગએલાં જેવાં જણાયાં તે સંવત સાડી ઓગણીસેં (૧૯૫૦) ની સાલ સુધી તે ઉપર કોઇએ લક્ષ આપ્યું નહિ.

પેલા અંધ બ્રાહ્મણે પ્રશ્ન કર્યો કે અહાહા! તો પછી હજુ પણ તેમનું તેમજ છે કે!

સુજ્ઞ બ્રાહ્મણે ઉત્તર આપ્યો કે—મહારાજ ! જે વસ્તુ સઘળાના દુર્લક્ષમાં હોય–કિંવા કદાચ લક્ષમાં હોય છતાં તે વસ્તુ ઉપર કોઈ ધ્યાન આપતું ન હોય; તથા કદાચ અશક્ત માણુસ તે કાર્ય કરવાને અસમર્થ હોય; તથા એકથી બની શકે તેવુ કાર્ય ન હોય અને તેવી ઉપાધી માથે વોહરી લઇને તે કામ કરવાની જેનામાં હિંમત હોતી નથી તેવા માણુસથી કાર્ય થતું નથી; તો તેવું કાર્ય કોણુ કરે છે!

પરમાર્થ સત્ય વૃત પર, જે જન નિશંક મતિ થકિ પગ મૂકે;
તે જન યશ અપયશની, પરવા ધરિ કાર્ય નહિ ચુકે. ૪૮

જે બીજાઓનુ ભલુ થવાને માટે પરોપકાર કરવામાં તત્પર રહે છે તથા તે કાર્યમાં જેની સત્ય પ્રતિજ્ઞા છે—તથા જેની સનાતન ધર્મ ઉપર પ્રીતિ રહેલી છે તે માણુસ ઉમદા કામ કરવાને માર્ગે પોતાનો પગ આગળ મૂકે છે. અને તે કાર્ય કરવામાં કીર્તિ તથા અપકીર્તિ મળે, તો તેની જેઓ પરવા રાખતા નથી એવાજ માણુસો પરોપકારનું કાર્ય કરી શકે છે. સબબ તેના માટે હે દ્વિજ ! સંવત ૧૯૫૦ ની સાલમાં ધર્મારણ્ય સ્થાનનો જીર્ણોદ્ધાર કરવામાં દ્રવ્ય ભેગુ કરવાની જોગવાઇનો માર્ગ સંપાદન કરવાને આગેવાની ધરાવનાર અને પ્રથમ તે કામ માટે પગ મુકનાર કોણુ હતો તે હુ કહું છું.

ગિરધરલાલ તનુજ શ્રી, નથુભાઈ વકિલ સુખરાશી;
સંવત ઓગણીસેં પર, પચાસ સમયે પાટણુના વાસી. ૪૯
ધર્મારણ્ય ભુમિ પર, પગ ધરિ સુકૃત કરવા હામ ધરી,
ધનદ સુજ્ઞ સજ્જનને, ગુણિ જનને મળિ યોગ્ય વિનંતિ કરી. ૫૦

ઉતમ કાર્યમાં પગલું ભરનાર ઉત્સાહી વીરમગામના રેહેવાશી છતાં જેમણે વકીલાતમાં કુશળતા મેળવીને પાટણુમાં નિવાસ કર્યો છે

અને પાલણપુર એજન્સીમાં તથા ભાવનગર રાજ્યમાં તથા વડોદરા રાજ્યમાં સર્વોદી વકીલ તરીકે જેમણે પદવી ધારણ કરેલી છે તેવા ધર્મજ્ઞ સજ્જનશ્રી નથુભાઈ ગિરધરલાલ વકીલે સંવત ૧૯૫૦ ની સાલમાં ધર્મારણ્ય ભૂમિનો ઉત્તમ મહિમા જાણીને તે સ્થાનનો જીર્ણોદ્ધાર કરવાને માટે ઇચ્છા કરી; તેમની તે ઇચ્છા શ્રીમંત ધનવાન સદ્‌ગૃહસ્થોની સહાય મેળવીને કાર્ય ફલિભૂત કરવા ઉપર હતી કેમકે તેમાં દ્રવ્યનું કામ છે.

યજ્ઞ કાર્ય કરવામાં, ઋષિ મુનિજન નૃપ નિકટ દ્રવ્ય લેતા,
જુવો પુરાણ વિષે પ્રિય. સુકૃત જાણી, ભૂપતિ ધન દેતા. ૫૧

કેમકે પૂર્વે યજ્ઞ કરનારા ઋષિ મુનિ સમન્ત ભેગુ કરવાને રાજા પાસે યાચના કરતા હતા. અને તે કામમા ભુપતિઓ ઘણા હર્ષ સાથે જોઇયે તેટલુ દ્રવ્ય આપતા હતા સબબ શુભકાર્ય કરવામા પ્રથમ દ્રવ્ય ની જરૂર પડે છે. તદ્‌વત્ મુઢેરા જેવા પવિત્ર ધર્મારણ્ય માટે જે મહિમા વર્ણવ્યો છે તેના પ્રમાણમાં તે સ્થાનનો જીર્ણોદ્ધાર કરવામાં ઘણા પૈસા ભેગા કરવાની જરૂર હતી—તે ફરજ કંઈ એક માણસથી પુરી પડે તેમ નથી; તેમ જાણીને તે ઉપકાર માટે કયુ કાર્ય યોજવું તેના માટે તે વખતમાં વિચાર શરૂ થયો.

કલ્પતરૂ સેવનથકિ, સર્વ પ્રકારે અનેક સિદ્ધિ મળે,
તેમ કલ્પતરૂ માફક કાર્ય થાય તો અનેક વ્યાધિ ટળે. ૫૨

અને એવો અર્થ સાધવામાં આવ્યો કે, કલ્પતરૂ સેવન કરનારા મનમાં ઉત્પન્ન થએલી વસ્તુને મેળવી શકે છે. તેવી રીતે કલ્પવૃક્ષ માફક કાર્યરૂપી બીજ રોપવામાં આવે તો શ્રીમંત ગાયકવાડ સરકારના રાજ્યમાં દ્રવ્યનો લાભ થાય તથા પ્રજાવર્ગને પણ લાભ થાય,

અને ધર્મારણ્ય ભૂમિ ઉપરના સ્થાનનો જીર્ણોદ્ધાર થાય એ સર્વથી ઉત્તમ કહેવાશે.

મુઢેરા સ્થળ વાસી, મોઢ જનો અગણિત પ્રદેશમાં જે;
તે નિજ સ્થળને જાણે, વસે લાભ મેળવે વિશેષમાં જે. ૫૩

તે ધર્મારણ્ય કે જે હાલ મુઢેરા ગ્રામ કહેવામાં આવે છે તેમાં પૂર્વે રહેનારાઓ હાલ કાળે કરીને પોતાનું પરમસ્થાન મુકીને દૂર દૂર દેશમાં રહેલા એટલા બધા વિસ્તારવાળા ધન અને ધાનવડે કરીને સુખ સ્થિતિમાં છે કે તેઓ પોતાનું અસલ સ્થાન જોવાને પણ પામ્યા નથી. માટે તે સમગ્રજનો ધર્મારણ્ય-(મુઢેરા) ને જુવે અને યાત્રા નિમિત્તથી દર વર્ષે તે સ્થાનમાં આવીને પોતાના પૂર્વે જે વડીલો હતા તેમનુ રમ્યસ્થાન જુવે. વળી તે ભૂમિ રસ-કસથી એવી ફળદ્રુપ છે કે તેમાં આવીને નિવાસ કરે તો મોટું ગંજાવર શેહર બની જાય. અને પોતાનો ઉદ્યોગ અતિ કુશલતાથી ચાલ્યાં કરે.-તથા પોતાની ગોત્ર માતાની ભક્તિ કરી શકે; એવા અપૂર્વ લાભ તેઓ મેળવી શકે.

રાજ્યકોશમાં ધનની, આમદ અતિશય થાય એજ ટાંણે;
હિંદ ભુમિપર જાણે, ઈંદ્ર ભુવન સમ સમસ્ત જન માંણે. ૫૪

પ્રદેશથી હજારો માણસો તે ભુમિ ઉપર યાત્રા માટે આવ્યાં કરે તેથી વડોદરા રાજ્યના નામદાર ગાયકવાડ સરકારના રાજ્ય ભંડારમાં દ્રવ્યનો વધારો થાય, તથા તેને લીધે ગાયકવાડી પ્રજાને ધંધામાં ઉત્તેજન મળે. વળી વિશેષ વસ્તી થવાથી આ હિંદ ભૂમિમાં ધર્મારણ્યની બલિહારી ( શોભા ) જાણે ઈંદ્ર ભુવનની માફક બનેલી સઘળા માણસો જોઇને ધન્યવાદ પામે.—આ પ્રમાણે ક્યારે બને ! એવો

શરૂવાતમાં વિચાર કરવાથી નિશ્ચય થયો કેઃ—

**ધર્મારણ્ય મુઢેરા, જીર્ણોદ્ધારક લોટરી કરવાને,**
**પરવાનગિ મેળવવા, અરજ કરી કારજ આદરવાને. ૫૫**
**ગુર્જરપતિ મહારાજા, સયાજીરાવ નરેંદ્ર વિજય વર જે;**
**યોગ્ય હકિકત જાણી, પરવાનગિ આપિ શ્રેષ્ટ હિતકર જે. ૫૬**

ધર્મારણ્ય ( મુઢેરા ) જીર્ણોદ્ધાર લોટરી કાઢવી જોઇએ- કે તેમા હજારો માણસ પોતાનું ભવિષ્ય અજમાવવાને જુજ રકમ ભરી શકશે, અને તેમાં ઠરાવેલી રકમનો લોટરીમા નાણા ભરનારા પેકી જેને લાભદાયક થવાનું હશે તેને ભાવિ બળયોગે લાભ થાય. અને જેને લાભ નહિ થાય તો તેમની જુજ રકમ ધર્મારણ્ય જેવા પવિત્ર સ્થાનમાં બીજરૂપે ઉગી નીકળશેઃ અને પરમાર્ગ કાર્ય થશે—એવા હેતુથી તે લોટરી કાઢવાને માટ સંવત ૧૯૫૦ ની સાલમાં શ્રીમત સરકાર શ્રીગાયકવાડ માહારાજા સાહેબ તરફ પરવાનગી મેળવવાને અરજ કરી. જેથી તે અરજમાંની સમસ્ત હકીકતો ઉપર ધ્યાન આપી યોગ્ય બાબત જાણીને તે દયાળુ અને ધર્મને જાણનારા માહારાજા સાહેબે તેમ કરવા પરવાનગી આપી, આ પ્રમાણે પ્રયત્ન કરવામાં અને અરજમાં પોતાનાં નામ આગેવાનીમાં ધરાવનારા—

**શ્રી નથુ ગિરધર પ્રિય, પરીખ નાનાભાઇ બાપુભાઈ,**
**મણિશંકર લાયક વળિ; મથુરદાસ જન પ્રિય વળિ સુખદાઇ. ૫૭**
**વૈકુંઠરાય તણા સુત, ગિરધરરાય ગુણજ્ઞ નામ હૈયે;**
**આગેવાની ધરી તે, થકિ સર્વેને ધન્યવાદ કહિયે. ૫૮**

વકીલશ્રી નથુભાઈ ગિરધરલાલ, પરીખ નાનાભાઈ બાપુભાઈ મણિશંકર કૃપાશંકર, મથુરાદાસ રણછોડદાસ, અને મજમુદાર ગીરધર

શ્રય વૈંકુંઠરાય, એમણે તે કામમાં પરવાનગી મેળવવામાં પેહેલ (આગે વાની) કરી માટે તેમને ધન્યવાદ આપવો ઘટે છે.

નેજ ધંધો ત્યાગીને, લોટરી માટે પરિશ્રમ અધિક કર્યો;
તે નથુ ગિરધર પ્રિય, જીર્ણોદ્ધારમાં આગેવાન ઠર્યો. ૫૯

તો પણ તેમાં ખરેખરી આગેવાની કરવામાં જેણે પોતાનું તન મન અને ધન ઇત્યાદીક યાહોમ કરીને પોતાના ધંધા ઉપર તદન દરકાર નહિ રાખતા આ મોટું કામ ફતેહમંદી ઉપર લાવવાને માટે વકીલશ્રી નથુભાઈ ગીરધરલાલે વારવાર પ્રયાસ કરીને અને તે સંબધી લગતા કામમાં કાળજી રાખીને પ્રયત્ન કર્યો છે તેથી તેમની આગેવાની ઉત્સુક્તા ભરેલી કહેવાઈ છે અને તે આગેવાનીમાં ધર્મારણ્ય જેવા અલભ્ય અને પવિત્રસ્થાનમાં જીર્ણોદ્ધાર માટે પૈસા ખર્ચાયા છે, તે ખર્ચવામાં આગેવાની કર્યાના પુણ્યનો બદલો તેમને અત્યંત મળશે એમાં કઇજ શક નથી. અસ્તુ. તેમાં સર્વે હિસ્સેદારોનું કલ્યાણ થાઓ. અને ધર્મારણ્ય ભૂમિમાં વાવેલાં તેમનાં સુકૃત રૂપ બીજનાં ઉત્તમ ફળ પ્રગટો.

આ પ્રમાણે જ્ઞાની બ્રાહ્મણનું વચન સાંભળીને અંધ બ્રાહ્મણે કહ્યું કે અહાહા !

ધન્ય ધન્ય તે નરને, આગળ પગ ધરિ પરિશ્રમ કરનારા,
અહિયાં પણ તે પ્રિય છે; પછિ પણ પરલોકમાં થશે પ્યારા. ૬૦

ધન્ય છે તેવા પુરૂષોને કે ધર્મ કાર્ય કરવામાં આગળ પગ મુકે છે. હે ભાઇ! તેવા માણસનુ નામ આ જગતમાં–અહીંયા પણ અમર રહેતાં પ્રિય ગણાશે અને પછી પણ પરલોક એટલે સ્વર્ગમાં પણ 'દેવસમુદાયમાં' પ્યારો ગણાશે. પણ હે ભાઈ! તમે આટલું બધું

વર્ણન કર્યું. ત્યારે હવે હું પણ કહું છું કે—અત્યાર સુધી મારો જન્મ વૃથા ગયો કેમકેઃ—

ધર્મારણ્ય વિષે મુજ, અસલ વડિલ ત્યાં નિવાસ કરનારા,
ગાંગાયન ગોત્રોત્પતિ, ઉર્વ પ્રવર મુજ શાન્તી કરનારા. ૬૧

અમારા પૂર્વજો ધર્મારણ્યમાં રહેતા હતા;—સઘળા બ્રાહ્મણોમાં ચોવીસ ગોત્ર હતાં; તે પૈકી મારૂં ગોત્ર ગાગાયન છે. અને તે ગોત્રનાં પાચ પ્રવર છે. તે પૈકી મારૂં ઉર્વ નામે પ્રવર છે અમારા ગોત્રમાં ઉત્પન્ન થનારા બ્રાહ્મણો તે ધર્મારણ્યમાં રહેનારા સામવેદનું અધ્યયન કરનારા હતા; વળી યજ્ઞ કાર્યમાં કુશળ હોઈને ચારે વેદનું અધ્યયન કરવાવાળા, ન્યાય, વ્યાકરણ અને ગીર્વાણ ( સંસ્કૃત ) ભાષામાં અત્યંત કુશળ હતા; તે સમગ્ર શાન્ત સ્વભાવના હતા.

આર્યભુમિપર જ્યારે, યવનયોદ્ધ પગ ધર્યો સ્થીર ઠરવા,
તે સમયે તે સ્થળને, ત્યાગ કરી સહુ લાગ્યા વીચરવા. ૬૨

પણ તે સમગ્ર કાળ વહી ગયો અને જ્યારે આર્યભૂમિ પર મુસલમાન યોદ્ધાઓએ પગ મુકયો. અને તેમાં રાજ્ય કરવાનો તેમનો લોભ થયો તે કાળે તે ધર્મારણ્યમાંથી જેઓને જ્યા જ્યા આશ્રય મળ્યો ત્યાં ત્યા વિપ્ર અને વણિક સમગ્ર પ્રદેશમાં રહેવા લાગ્યા. એવો ઇતિહાસ મારા સાંભળવામાં આવ્યો છે. પણ હવે તો.

સુખદ રાજ્ય બ્રીટીશનું, તેમાં વળિ ગુર્જર પતિ શુભગ લસે;
પૂર્વતણો ભય ભાગ્યો, નિર્ભયતા જંપ શાન્તી હૃદયે વસે.

સઘળા હિંદમાં બ્રીટીશ ( અંગ્રેજ )નું રાજ્ય ઉદય થતાં સૂર્યની માફક તેજોમય શોભી રહ્યું છે, અને તેમની કારકિર્દીથી અત્યંત સુખ છે. તેમાં પણ ગુર્જરપતિ મહારાજા શ્રી સયાજીરાવગાયકવાડ પોતાના

કુળમાં પૂર્ણ ચંદ્રની માફક પ્રકાશ પામતા દીસે છે તેથી હવે પૂર્વના દુઃખદાયક જુલમની રાજ્યોનો ભય દૂર થયો છે. અને હૃદયમાં નિર્ભયતા અને શાન્તિ પ્રસરાઈ ગઈ છે; પણ હે પવિત્ર બ્રહ્મદેવ!

જો જાણત હું પ્રથમથિ, ધર્મારણ્યનો મહિમા અધિક સહી;
તે ઉત્તર દક્ષિણવળિ, પૂરવ પશ્ચિમ સ્થળ સ્થળ જાત નહી. ૬૪

જો કે હું પ્રથમથી ધર્મારણ્યનો અતુલ મહિમા જાણી શક્યો હોત તો ઉત્તર પ્રદેશમા હીમાલય સુધી- અને દક્ષિણમાં શ્વેત બિંદુ-રામેશ્વર તથા પશ્ચિમમા જગતિશ્વર તથા પુર્વમાં દ્વારિકા અને તેની મધ્યમાં કાશી, મથુરા, ગોકુળ વૃંદાવન, અયોધ્યા, પ્રયાગ વગેરે તીર્થોમાં અનેક જગાએ ફર્યો. તે હુ કદી પણ ફરત નહી. અને માત્ર ધર્મારણ્યના જઈને નિવાસ કરત.

પણ અરે! ... તે તમામ વગર સમજે હુ ફર્યો છું.—કારણ કે તમામ જગાએ ... છતાં પણ હુ દેખતો થયો નહીં પણ હવે તો.

પણ શ્રદ્ધા છે રાજને ધર્મારણ્યમાં નિવાસ કરવાથી,
દિવ્ય ચક્ષુ હુ પામિશ, પવિત્ર વાણી વિલાસ કરવાથી. ૬૫

મને પૂર્ણ શ્રદ્ધા છે, આ ધર્મારણ્યમાં જઈનેજ નિવાસ કરૂં કે પવિત્ર જનોની સાથે શાસ્ત્રાર્થ રૂપી વાણીનો વિલાસ કરવાથી તથા તીર્થમાં સ્નાન કરવાથીજ હુ દિવ્ય નેત્ર પામીશ. આ પ્રકારે બોલીને તે અંધ બ્રાહ્મણ શ્રદ્ધા રાખીને પેલા બ્રાહ્મણને પગે લાગ્યો; તે રૂપ રથી બ્રાહ્મણે કહ્યું કે—

ધન્ય ધન્ય દ્વિજ ઉત્તમ, શ્રેષ્ઠ વિચાર તમારો સુખ રાશી;
પાપી દૂર કરીને, ધર્મારણ્ય સ્થળ તણા થાઓ વાસી. ૬૬

હે પવિત્ર મનના વિપ્ર! તમને ધન્ય છે, અને તમારો વિચાર

પણ શ્રેષ્ઠ છે—માટે તમે સઘળી ઉપાધી દુર કરીને અને ત્યાગ વૃતિ વડે કરીને ધર્મારણ્યમાં નિવાસ કરો કે જેથી ચારે પદાર્થનો લાભ તમે મેળવી શકશો—

એકજ નિશ્ચય કેરા, આવરણ રૂપી નેત્ર વિપ્ર પામ્યો;
ક્લેશ તાપ ઈત્યાદિક, ત્રિવિધિ તાપનો ઢગ સહુ વિશ્રામ્યો. ૬૭

આ પ્રમાણે પરસ્પર સુંદેરા સ્થાનનો એટલે ધર્મારણ્ય ભૂમિનો મહિમા જાણીને તે બ્રાહ્મણ તે સ્થાનમાં ગયો. તે ભૂમિમાં પગ મુકતાં જ તેના ચિતની ભ્રમિત વૃતિયો વાદળાની માફક વિખેરાઈ ગઈ અને અંતઃકરણમાં શાન્તિ પ્રાપ્ત થઇ શાન્તિ પ્રાપ્ત થયાથી સંતોષ પ્રાપ્ત થયો. સંતોષ પ્રાપ્ત થવાથી દુઃખ માનવાપણું નાશ પામ્યુ. જ્યારે એમ થયું ત્યારે મને નેત્ર નથી માટે જ હુ દુઃખી છું એમ જે પૂર્વે તેના અંતઃકરણમા માનવાપણું હતુ તે નાશ પામીને સત્વગુણ રૂપી તેના નેત્રમાં અંજન થયું; અને પોતે એકજ નિશ્ચય ઉપર આવી ગયો કે જેથી તેના હૃદયમાં તાપ, ક્લેશ વગેરે હતાં તે નાશ પામ્યાં અને સુખી થયો.

તદવત્ તે ધર્મારણ્ય ભૂમિનું શાન્તિપ્રદ માહાત્મ્ય છે માટે તેવા સ્થાનમાં પગ મૂકીને ઇશ્વરનું સ્મરણ કરવાથી આ કળિયુગમાં તાત્કાકાલીક ફળ મળે છે.

॥ इति शिवम ॥

---

# જીર્ણોદ્ધારનું ફળ અને વાચકોને વિનંતિ.

**સ્વધર્મજ્ઞ સદ્‌ગૃહસ્થો,**

ધર્મારણ્યનું માહાત્મ્ય તો આપે જાણ્યું. આપણા સનાતન હિંદુ ધર્મનું રહસ્ય એવું છે કે—પુણ્યાત્મા મનુષ્યોનું ધન ગાય, બ્રાહ્મણ અને દેવના નિમિતે વપરાય છે. તેમાં પણ નવાં દેવાલયો—મંદિરો વગેરે બનાવવા કરતાં જીર્ણાવસ્થામાં આવ્યાં હોય, તેને સુધરાવવાં—સમરાવવા અને તેનો જીર્ણોદ્ધાર કરવો, તેનું અનેક ઘણું ફળ છે એવું સર્વ શાસ્ત્રો એક સ્વરે કહે છે.—

नवा नाम शतकोटी नाम स्थापने यत फल भवेत् ।

तस्मानन्त गुणो प्रोक्त जिर्णोद्धार फलम् नृणाम ॥

**ભાવાર્થઃ**—સેંકડો અને કરોડો નવાં દેવસ્થાનો સ્થાપવાથી થતા ફળ કરતાં પણ અનંત ઘણું ફળ જીર્ણ થઈ ગયેલાં દેવસ્થાનોને સમરાવવા—સુધરાવવાથી થાય છે. ધર્મશાસ્ત્રની આ આજ્ઞા ઉપર ધ્યાન ખેંચીને આપ સ્વધર્મનિષ્ઠ મહાશયોને વિનંતિ કરવાની કે—લોટરી કાઢી હતી તેમાંથી ઉપજેલા પૈસામાંથી **શ્રી મોઢેરાનો જીર્ણોદ્ધાર** કરવા માંડ્યો છે, પણ હજુ ઘણું કામ બાકી છે અને ખર્ચવાના પૈસા બહુ થોડા છે, માટે મોઢેરાને માટે લાગણી ધરાવનારા મોઢ માત્રે તથા સનાતન હિંદુ ધર્મના દરેક અનુયાયીએ શ્રી મોઢેરા જીર્ણોદ્ધારના આ કામમાં યથાશક્તિ અવશ્ય સહાય કરવીજ જોઇએ. આ પુણ્ય કામમાં સહાય કરવા રૂપ ઉત્તમ દાન કરવા પ્રત્યેક સ્વધર્માનુરાગી સજ્જનનું ખાસ લક્ષ ખેંચીએ છીએ. **દાનનું મહાત્મ્ય શ્રી આદિત્ય પુરાણમાં કહેલું છે કેઃ—"ત્રિભુવનમાં અર્થાત્ વિશ્વમાં**

દાનથી અધિક કોઈ પદાર્થ જોવામાં આવતો નથી. દાનવડે પ્રાપ્ત થાય છે, દાનવડેજ લક્ષ્મી મળે છે, શત્રુઓ ... છે, શમન થાય છે, વિદ્યાની પ્રાપ્તિ કરી શકાય છે, ... મળે છે કે દાન એ ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચારે ઉત્કૃષ્ટ સાધન છે." વળી અગ્નિપુરાણમાં પણ કહ્યું છે કે પુરૂષનું ધન દાનમાં ખર્ચાતું નથી, અને શરીરના ઉપભોગ આવતું નથી: તેનું ધન કીર્તિ કે ધર્મ એમાંથી કોઈ પણ સાધનાર થતું નથી અર્થાત્ નિરર્થક છે."

સ્વર્ગના નામે ઢોંગ અને ધતિંગ ઘણાં ચાલે છે, .. લાખો રૂપૈયા ખર્ચાય પણ છે. પરન્તુ ધર્મારણ્ય ( મોઢેરા ) જેવા પરમ પવિત્ર તીર્થના જીર્ણોદ્ધારના પુણ્ય કામમાં યથાશક્તિ રૂ.૦-૧ આપનું પૈસા ખર્ચવા એ વાસ્તવિક-ખરૂં પુણ્ય છે. માટે સંસ્કારી મનુષ્યોને સ્વકમાઈનું ધન આ ધાર્મિક વૃત્તિથી ઉપાડેલા પુણ્ય કામમાં આપવાની સપ્રેમ પ્રાર્થના છે.

---